સુમનમાળા. ૧ લું.

# ખરો વિશ્વાસ.



લેખક અને પ્રકાશક:

પ્રહ્લાદ ભોગીલાલ જાની.

૬૩, અકાશેઠના કુવાની પોળ,

અમદાવાદ.

પ્રત ૫૦૦. સને ૧૯૨૧.

મૂલ્ય. રૂ. ૦-[illegible]-૦.

## સ્નેહ સમર્પણ.

પુજ્ય માતુશ્રી !

નિઃસ્વાર્થ કરૂણા-નિર્ઝરિણી,
પીયુષવર્ષિણી જનની;
નિત્ય શાંતિ પામો પ્રભુ ચરણે,
એ વિનતી રંક તનયની.
શ્રી હરી પૂર્ણ કરે:
સ્મરણ રજરેણું હ્રદયે ઝરો.

તારા પવિત્ર પ્રેમના સ્મરણાર્થે આ લઘુ કૃતિ તારા ચરણે સપ્રેમે સમર્પી કાંઇક અંશે કૃતાર્થ થાઉં છું.

તારો-રંકબાળ.

મણિધર.




( બ્રહ્મો સમાજના સુપ્રસિદ્ધ નેતા સ્વર્ગીય બાબુ કેશવચંદ્ર સેનના ' True faith ' નામના અંગ્રેજી લેખના હિન્દી અનુવાદ ઉપરથી. )

**ઉપદેશ.**

ઓ ઇશ્વરના ભક્ત હોવાનો દાવો કરનારાઓ ! તમે તમારા ચિત્તને વિશ્વાસમાંજ દૃઢ કરો નહિં તો પરીક્ષાના દિવસે તમારી ન્યુનતા પ્રકટ થઇ જશે. કારણકે જીવનના પથમાં અનેક પ્રલોભન અને બહુજ પ્રકારના કલેશો તથા ભય રહેલા છે. જે મનુષ્ય વિશ્વાસ વિના

તેની સાથે સંગ્રામ કરવા ઇચ્છે છે તે અવશ્ય પાછો પડવાનો જ.

પરીક્ષાના દિવસે તમારૂં અહંકાર ભર્યું જ્ઞાન, ભલાઇ કે પુણ્યશીલતા કાંઈ પણ કામમાં આવશે નહિ. આ બધાં તો પહેલા જ આઘાતે ચુરાઈ જવાના.

વિશ્વાસના મૂલ પર જ તેને સ્થિર કરવું જોઇએ. અને જો વિશ્વાસ જ નથી તો પછી ઘર પડતું શું બચવાનું ?

આટલા માટે તમે તમારા જીવન રૂપી ગૃહને સત્ય વિશ્વાસના પાયા પર બાંધો. ભલે પછી કડડડ શબ્દ કરતી વિજળીની લહેરોથી તે ટોકરાય, તો પણ તે ક્યારેય પડશે નહિં.

**ઈશ્વરમાં વિશ્વાસ.**

વિશ્વાસ જ એક સ્પષ્ટ દૃષ્ટિ વિષય છે, જે પરમાત્માને મેળવે છે અને અમરપદે પહોંચે છે.

તે ન તો પુસ્તકોની વ્યવસ્થા કે ન તો પૂજ્ય પુરાતત્વની જનશ્રુતિ છે. તે પ્રત્યક્ષ પર ભરોસો રાખે છે અને કોઇની મધ્યસ્થતાને સ્વીકારતો નથી. બ્રહ્મજ્ઞાનને તે ન તો અધ્યાત્મથી કે ન તો પૌરાણિક કથાઓથી ગ્રહણ કરે છે.

તે તાર્કિક અથવા પૌરાયિક દેવતાની સન્મુખ પોતાનું માથું નમાવતો નથી પરન્તુ નિત્ય–સર્વ વ્યાપી તત્ત્વને પૂજે છે.

વિશ્વાસનો ઇશ્વર એ ઉત્કૃષ્ટ "સોહં" છે.

કાળમાં તે હમેશાં વિદ્યમાન અને અંતરમાં તે હમેશાં સમીપ છે. આ માટેજ વિશ્વાસનો માર્ગ બહુ જ સાંકડો છે, જે પ્રાચીનતા યા દેશ પરદેશની યાત્રાને માનતો નથી કારણ કે આકાશથી પણ નિકટતર અંતરાત્મા ઇશ્વર છે.

સર્વ બાહ્ય પદાર્થોની જેમ તે અંદર

અંતઃકરણનાં વિશ્રામમાં પણ વિશ્વાસ, ચૈતન્ય પરમાત્માનાં દર્શન કરે છે.

નેત્રો બંધ થતાંજ અંતરંગ પ્રદેશમાં ઈશ્વરનો પ્રકાશ થાય છે. ત્યાં તે અનિર્વચનીય સૌન્દર્યમાં પ્રાણીના પ્રાણની જેમ ચમકે છે. આશ્રિત જીવાત્મા ગુપ્ત બળથી ઉત્તેજીત થઇ તેને પૂજે છે. અને તેની સાથે આનંદદાયક મેળાપ થઇ જાય છે.

ચક્ષુપટ ખુલી જાય છે, અને બાહ્યરૂપમાં બધા પદાર્થો તે ઝગમગતી જ્યોતિને દર્શાવે છે. દર્શન કરે છે અને તેના અસ્તિત્વનો સ્વીકાર કરે છે.

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ સર્વ દિશાઓ તેનાથી ભરેલી છે.

વિશ્વ ઇશ્વરનું વિશાળ પ્રધાન ભજન-મન્દિર છે. જ્યાં જડ અને ચૈતન્ય પ્રકૃતિ વિધિપૂર્વક પવિત્ર રાગમાં તેની કીર્તિને ગાય છે.

સ્વભાવ—સામ્યતાથી જગાડાયલો જીવાત્મા પણ તે ઉપાસનામાં ભાગ લઇ ઉપાસકોની સંખ્યામાં વધારો કરે છે.

આ પ્રકારે બહાર અને અંદર વિશ્વાસ સદા ઇશ્વરના વિદ્યમાન રૂપની પ્રજ્વલિત અગ્નિમાં નિવાસ કરે છે.

તે સન્નિધિ, મન અને બુદ્ધિથી ગમ્ય અને અધ્યયન કે સ્મરણથી અગમ્ય છે.

તે રૂપ એવું વ્યાપક અને પ્રાણ-પ્રકૃતિ સાથે એવું મળેલું છે કે વિખૂટું થઇ શકતું નથી.

અતઃ સાચી પૂજા કોઇ મૃતક યા દૂરસ્થ દેવતાના સન્માનાર્થે કોઇ વિધિ યા સંસ્કાર છે નહિં. પરન્તુ ચૈતન્ય સ્વરૂપ નિકટ રહેલા પરમાત્માની પ્રતિ જીવાત્માનું ધાર્મિક અભિવાદન જ ખરી પૂજા છે.

પરંતુ પ્રાકૃતિક નિયમથી પ્રિય તો એ છે કે જે પાસે હોય અને ઇશ્વર સત્ય સ્વરૂપ અને દયાળુ છે.

અત: વિશ્વાસ, જે પ્રાણોથી પણ અધિક પ્રિય છે, સત્ય અને પ્રેમ-પૂરિત ભાવને પ્રાપ્ત થાય છે. તે તેની સાથે પિતા પુત્રનો સમ્બન્ધ સ્થાપિત કરે છે. તે, વિશ્વના કર્તાના માટે પોતાના હૃદયમાં ગુપ્ત વેદી બનાવી કહે છે "ઓ મારા ઇશ્વર! ઓ મારા પિતા!".

જે ઇશ્વરને આની પ્રાર્થના સમ્બોધાય છે, તે આત્મિક દૃષ્ટિથી લક્ષિત થનાર તેવું જ સત્ય છે, જેવું કે સાકાર ઇશ્વર શારીરિક પ્રેમથી. જેવો અંતઃકરણમાં પ્રેમ હોય તેવો જ બુદ્ધિમાં પ્રકાશ પામે છે. કારણકે વિશ્વાસમાં જ્ઞાન અને પ્રેમ, શ્રદ્ધા અને નિષ્ઠા સર્વ એક જ અર્થના સૂચક છે.

**અમરપદમાં વિશ્વાસ.**

આશા વિશ્વાસનો આધાર અને ભવિષ્ય તેનું નિવાસ-સ્થાન છે.

સાંસારિક અથવા સામયિક મિથ્યા અ-

સંસાર પર નહિ પણ તે પરલોક અને અનંત જીવનની સત્યતા પર જીવનનું મૂળ જમાવે છે.

નિશ્ચય, સંસાર એક રમુજી રમકડાંઓની દુકાન છે અને કાળ એક વહેતી ધારા છે; સત્ય જ્ઞાન આ બન્નેથી બચેલું છે.

મુર્ખ મનુષ્ય રમકડાંઓથી પ્રસન્ન થાય છે અને આડમ્બરોથી આનંદ માને છે; પરન્તુ વિદ્વાન તેનાથી ઠગાતો નથી. તે સત્ય અને સુખ્ય પદાર્થની શોધ કરે છે.

તે સારી પેઠે સમજે છે કે સંસારમાં સર્વ સ્થળે માયા, છળ કપટ અને આડમ્બર છે, અને પોતાની કામના અને પ્રેમને તુચ્છ વિષયોને બદલે વેચાતો નથી.

તે સંસારનાં સર્વ માયિક દશ્યો અને તેનાં સુખ-દુઃખથી અલગ રહે છે. આધિભૌતિક દુઃખ તેને કષ્ટ આપી શકતુ નથી. સાંસારિક માયા મોહ વિગેરે તેને મોહિત કરી

મોહજાળમાં ફસાવી શકતાં નથી; કારણકે તેના પર તેનો લેશ માત્ર પણ પ્રભાવ પડતો નથી.

વિશ્વાસ એક નવી જ સૃષ્ટિ છે, જે શરીરનું મૃત્યુ અને આત્માનો પુનર્જન્મ છે. આ માટે જ તે આ સંસારની સર્વ વિષય-વાસના અને ભયથી મુક્ત છે, અને નિત્યતા તથા ઇશ્વરમાં જીવિત છે.

અમરપદની વાસ્તવિકતામાં સદા બંધાયલો તે સુદૃઢતાથી તેની મજબુત ભૂમિપર ચાલતો તેનાં પ્રચુર ફળોનો સ્વાદ ચાખતો, તેના અનંત જીવનને ચિરસ્થાયી પરમાત્માના ચરણકમળમાં પ્હોંચાડી દે છે.

તે તેનાજ વાસ્તે જીવે છે, અને ફક્ત અવિનાશી જીવનનું જ ચિન્તવન કરે છે. જ્યાં સુધી આ વિચિત્ર જગતમાં ત્યાં પ્હોંચવાની તૈયારીઓ બની શકે છે, તે વિશ્વાસના ગંભીર વિચારોની તરંગમાળાઓથી

કામ લે છે.

આ પ્રકારે જ્યાં બીજાં પ્રાણીઓ રમકડાં ખરીદે છે અને ચંચળ વિલાસમાં-મોહિત થઈ ભાન ભૂલી નૃત્ય કરે છે ત્યાં વિશ્વાસ અમર-પદના માટે શિક્ષા અને સામગ્રીનો સંચય કરે છે. તેનું હ્રદય મૃતક સ્થાનથી દૂર વિશાળ રાજ્યમાં છે. જ્યાં કે તે પોતાના વાસ્તવિક પિતા અને ઘરને ઓળખે છે અને સુખ પામે છે.

પરલોક તેના માટે કોઇ ભિન્ન વિચાર નથી પરન્તુ સાધારણ સત્યતાનું એક દ્રશ્ય છે. તેમાં તેનો ઘર જેવો સ્વાર્ગ સમાગેલો છે કે જે તેને સદાને માટે આનંદ દેનાર તેનું પ્રિય રહે-ઠાણુ છે. આ ઘરને તેણે કેવી રીતે-સુખપ્રદ બના-વવું તે તેનો મુખ્ય ઉદ્દેશ્ય અને લક્ષ રહે છે. તેની માત્ર આજ આશા અને પ્રાર્થના હોય છે કે પાપોથી મુક્ત થઈ દુઃખોથી બચતો

કાળના ભયથી સુરક્ષિતપણે, સદા આનંદ દયાળુ પરમાત્માના રક્ષણમાં જ નિવાસ કરું.

## શિષ્ટાચારમાં વિશ્વાસ.

જ્યારે મન પરમેશ્વર અને અક્ષયપદમાં લાગી જાય છે. અને બન્નેની સાથે પોતાનો સંબંધ પીછાણે છે. ત્યારે એકની ભક્તિમાં લીન થઈ બીજાને માટે પોતાને તૈયાર કરે છે.

આ પ્રકારે વિશ્વાસ સદા ધર્માનુગામી થવાનો પ્રયત્ન કરે છે, કારણકે ધર્માચરણ તેજ ઇશ્વરની સાચી સેવા અને અજરામર-પદનું સાધન છે. કારણકે ધર્માચરણના નિયમો પૂર્ણ અને નિર્વિકલ્પ છે. અતઃ વિશ્વેશ્વરની ઇચ્છા અનુકૂળ અખંડ-પૂર્ણ રીતિથી તેનું પાલન કરે છે.

મન, વચન અને કર્મથી તે સત્યમાં જ દૃઢ રહેવાનું પણ લે છે; અર્થાત્ માત્ર સત્ય જ, સત્યના વિના બીજા કોઇનામાં જ

નહિં. આ નિયામકની અવિચળ ભક્તિની સાથે દરેક સ્થિતિમાં તે ધર્મનું પાલન અને અધર્મનો ત્યાગ કરે છે.

તે સન્ધિ ભાવનો ધિક્કાર કરે છે અને આ અપૂર્ણ મતથી ચીડાય છે, પોતાની સેવાને ઇશ્વર અને લક્ષ્મી બન્નેની દર્મિયાન વિભક્ત રાખે છે. તે ફક્ત ઇશ્વરને જ પોતાનો સ્વામી-ઇષ્ટદેવ સમજી તેનીજ સેવા કરે છે.

તે અનીતિને, નાની કે મોટી હોય તો પણ કદિ પ્રતિપાદન કરતો નથી. અન્યાયનો સંસર્ગ માત્ર પણ તેની દૃષ્ટિમાં અશુદ્ધ અને અપવિત્ર હોય છે.

તે પવિત્રતા અને ધર્મશીલતાની સાથે પ્રેમ રાખે છે; તે પાપના પ્રત્યેક રૂપ અને રીતિને ધિક્કારે છે-વખોડે છે.

તે સર્વ બાબતોમાં ઇશ્વર-પ્રણીત ધર્માચારના ઉંચા આદર્શને સન્મુખ રાખી તેને

યથાર્થ રૂપથી પાળે છે અને પવિત્રતાને અને પુણ્યશીલતાને ઘણી જ કાળજીથી-સાવધાનતાથી સંગ્રહે છે.

શક્તિ.

વિશ્વાસ, નિર્બલતા, ન્યુનતા અને દુઃખ પર વિજય મેળવે છે, કારણકે ઇશ્વરના સંબન્ધમાં તેને બહુજ શક્તિ, આશ્રય અને આનંદ મળે છે.

તે શરીર પર આત્માનો અને જગત પર સત્યનો વિજય છે,

વિશ્વાસ નિર્બલતા, દુષ્ટતા અને અશક્તિ ભર્યાં શબ્દોનો વિચાર શુદ્ધાં વખોડે છે-ધિક્કારે છે.

'મ્હારા સામર્થ્યની બહાર છે' વિશ્વાસ આવા કુત્સિત વાક્યનો ઉચ્ચાર શુદ્ધાં કરતો જ નથી. કારણકે સંકલ્પ-શક્તિ અને કાર્ય શક્તિની વચ્ચે તેને સીધો અને સરલ

માર્ગ મળે છે.

જે કાર્ય કરવાને તે સંકલ્પ કરે છે તે પરિપૂર્ણ કર્યા સિવાય હાથથી છોડતો નથી, અને સફળતા મળશે કે નહિ, એવું હચુપચુ મન-સંશય રાખતો નથી.

વિશ્વાસ એક બલવાન દેવ છે, જેની નસે-નસ પોલાદની બનેલી છે અને જેના નેત્રોમાં-થી પ્રકાશ ઝળુકી નીકળે છે.

તે કોઈનાથી ભય રાખતો નથી, કોઇ બલવાનના ડરાવ્યાથી ડરી જઇ-બીકણ બિ-લાડી થઇ સંતાઇ જતો નથી. રાજા, મહા-રાજા તેની સન્મુખ ધ્રુજી જાય છે અને મુકુટ ધારી પોતાનાં મસ્તક નમાવે છે. તે મેદાનમાં લાખોને પછાડી ધૂળ ચાટતા કરી દે છે, તોપો-ના ભયંકર વરસતા અગ્નિના વરસાદમાં ઈશ્વરીય ઝંડો ફરફરતો કરે છે.

આવું ચમત્કારીક કાર્ય કરી અસાધ્યને

સાધ્ય બનાવી દે છે; અને લોકો આશ્ચર્યયુક્ત બની કહે છે કે "તે વિચિત્ર-સાહસી પુરૂષ છે, જે આવી આવી કરામતો કરી બતાવે છે." કેમકે વિશ્વાસમાં એક ઇશ્વરીય બલ અને અજેય શક્તિ છે.

ત્યાગ.

વિશ્વાસ પ્રતિ દિવસ અન્ન પ્હોંચાડવાની પ્રતિજ્ઞા કરી તેને પુરે છે. પ્રકૃતિ તેનું શસ્યાગાર છે અને જગત તેનો ખાદ્ય પદાર્થોનો ભંડાર છે.

સંતોષ-મંડળમાં તેનું ઘર છે અને અભાવથી તે કેવળ માત્ર અપરિચિત છે જ્યાં બીજાઓ અન્ન માટે બૂમરાણ કરે છે ત્યાં તે અભાવની હાંસી કરે છે અને સ્વસ્થતાપૂર્વક આનંદથી જીવન ગાળે છે.

" કાલે શું ખાઇશ " તેની તે જરા પણ ચિન્તા કરતો નથી, અને આવતી કાલના

માટે અન્ન સંગ્રહ કરવાના કામને નાસ્તિકતા સમજે છે—ગણે છે; કારણકે વિશ્વાસ ત્યાગમાં જ નિવાસ કરે છે અને ઇશ્વર પરજ પૂર્ણ ભરોસો રાખે છે.

જેમ ગગનનાં પક્ષિઓ, વન પશુઓ, સમુદ્રમાં ગેલ કરતી માંછલીઓ અને પ્રયાસ વિના ઉગી નીકળતી વૃક્ષાવલીનું પાલન પોષણ પરમાત્માની દયા દ્રષ્ટિથી થાય છે તેમ તેના સામ્રાજ્યમાં તે નિર્ભયતાથી હરે ફરે છે અને આનંદ કરે છે.

જેવી રીતે તે નિશ્ચિંત અને નિશંક છે તેવી રીતે વિશ્વાસ પણ અન્ન વસ્ત્રના માટે ચિંતા કરતો નથી.

કોઇ પણ પ્રકારનો સંગ્રહ કાલના માટે ન રહ્યો હોય છતાં પણ તે જેવો આનન્દિત અને આહ્લાદિત રહે છે તેવી જ દશા વિશ્વાસની

પણ છે, કે ગમે તો પોતાની સ્થિતિ ચિંથરે હાલ હોય અને પાસે ફૂટી બદામ પણ ન હોય.

આનંદ.

વિશ્વાસ પૂર્ણાનંદ પરમેશ્વરમાં જ આનંદ લાભ મેળવે છે અને તેમાં જ "અપાર સુખ" મેળવે છે.

તે સદા શાંત રહે છે અને ચંચળ ભાગ્યના ઉલટફેર પલટાથી ક્યારેય પણ વ્યાકુળ થતો નથી.

તે શાંતિ રસથી પૂર્ણ ગંભીર મહા સમુદ્ર રૂપ બને છે જેનો ઓટ કદિ પણ થતો જ નથી.

મધ્ય રાત્રિના ગાઢ અંધકારમાં પણ તે મધ્યાન્હના તડકા–પ્રકાશસમ આનંદ મેળવે છે. ક્ષમા અને ત્યાગદ્વારા તે સંતાપને મારે છે. આશા અને ધૈર્યથી તે કંટક શય્યાને સહજમાં કુસુમ શય્યા બનાવી દે છે, ને દારિદ્રથી દૂર

હોય છે કેમકે તેની પાસે ઐશ્વર્ય શક્તિરૂપ મહાનિધિની અખૂટ સમ્પતિ છે.

મૃત્યુ શય્યા પર પણ તે દેવ-દૂતની તૂલ્ય કાંતિવાન્ અને પ્રસન્ન વદન રહે છે. અને દુઃખદાઇ વાક્ય ચૂર્ણ વિચુર્ણ થઇ જતાં તેના તેજ અને સોંદર્યની વૃદ્ધિ કરે છે.

**આત્મ સમર્પણ.**

પોતાને, ઇશ્વરને જ અર્પણ કરી દેવો એ વિશ્વાસ છે.

વિશ્વાસ " હું શું ખાઇશ-પીશ " તેની ચિન્તા કરતો નથી. પરન્તુ પ્રભુની સેવા-કીર્તન કેવી રીતે કરૂં એ વિચારમાં જ હમેશાં રહે છે.

તે પરમાત્માની યજ્ઞવેદી પર અહંકાર અને ઐહિક વાસનાને હોમી દે છે, જેથી શુદ્ધ હૃદયથી એમ કહેવાને સમર્થ થવાય કે " હું તારો જ છું. "

તે પોતાનું સર્વસ્વ અર્પણ કરી ઇશ્વરારાધનામાં લીન થાય છે અને પોતાના નિમિત્ત કાંઇ પણ સંચય કરતોજ નથી.

તે પોતાનું સર્વ જીવન, હૃદય અને આત્મા, તન અને મન ઇશ્વરાર્પણ કરી કહે છે કે " હે પરમેશ્વર મારી ઇચ્છા નહિ, પરન્તુ તારી ઇચ્છા પૂર્ણ થાવ."

તે સુખદુ:ખને ધ્યાનમાં રાખતો નથી—વિચાર કરતો નથી, પરન્તુ કર્તવ્ય પાલનને જ પોતાનું મુખ્ય અભિસન્ધાન અને ઇશ્વરેચ્છાને પોતાનું એક માત્ર લક્ષ બનાવે છે, પરન્તુ વિશ્વાસની સિદ્ધિ પ્રેમ છે, કેમકે જે બાબતનો વિશ્વાસ આરંભ કરે છે તે પ્રેમ પૂર્ણ કરી આપે છે.

કર્તવ્ય કર્મ અને અભિલાષા મળી જઇ એકરસ થઇ જાય છે ત્યાર પછી અંતર આત્મામાંથી શબ્દધ્વનિ નીકળે છે કે " હું

અને મારા પિતા એક છીએ. "

**વિનય.**

વિશ્વાસ પોતાનામાં કોઇ ગુણ જોતો નથી. તે સ્વેચ્છાચારી થવાની અપેક્ષા, સહન શીલ-તાની સાથે * આજ્ઞાપાલનમાં વિશેષ તત્પર રહે છે.

તે ધાર્મિક બળના પરમપ્રભાવની પ્રેરણા-નુકૂળ કાર્ય કરે છે, જે સંકલ્પ બુદ્ધિને નિર્બળ બનાવી દે છે.

તે આત્મશ્લાઘાના ભાવમાં નહિ, પરન્તુ ત્યાગમાં, પોતાના સામર્થ્યમાં નહીં પરન્તુ પ્રાર્થનામાં, પોતાના યશમાં નહિં પરન્તુ પ્રભુના કીર્તનમાં આનંદ માને છે—ખુશી થાય છે.

વિશ્વાસ સત્કર્મોના માટે ઇશ્વરીય સાધન માત્ર છે, તેને કદિ પણ એવો વિચાર કરવાનું મન—સાહસ થતું નથી કે " હું કર્તા છું. "

કેવળ પાપ અને અવગુણને તે પોતાના

સમજે છે. પોતાની સાધુવૃત્તિમાં તે ઇશ્વરીય મહિમાનો વિસ્તાર સમજે છે, પરન્તુ તેની ન્યુ-નતામાં પોતાનો દોષ માને છે.

અતઃ પોતાના સર્વ શુભ કર્મોનો સંપૂર્ણ યશ અને સારી પ્રશંસા નિર્વિકલ્પતાપૂર્વક ઇશ્વરાર્પણ કરે છે, પરન્તુ કષ્ટ અને દ્વેષ, ક્લેશ અને મૃત્યુનો તે તરત પોતાનો ભાગ સ્વીકારે છે.

તે પોતાના કરેલા કાર્ય માટે અભિમાન કરતો નથી; પરન્તુ જે બાકી અપૂર્ણ રહે છે, તેના માટે શોક કરે છે—જીવ બાળે છે.

તે પોતાની માત્ર ભૂલો, અપૂર્ણતા, કુકર્મ, અને પ્રમાદનું નામું રાખે છે.

યદ્યપિ તે લુપ્તપ્રાય જાતિયો અને વંશ શ્રેણિયોને આશિષ દઇ ઉપકાર કરી શકે છે તથાપિ તે સારી પેઠે જાણે છે કે આ તેજ પોતાનું નથી પરન્તુ ધર્મના માર્તંડનું છે. પ્રભુના ઉપર વિશ્વાસનો એટલો શુભ આધાર છે કે

વિનય તેનું તાત્કાલિક લક્ષણ અને ભૂષણ બને છે.

તેથીજ વિશ્વાસની પ્રસિદ્ધિ અને તેમાંજ તેની શોભા છે.

**જ્ઞાન.**

વિશ્વાસજ સત્ય જ્ઞાન છે જે ઉત્તમ અને ઈશ્વરીય છે. તે પરિણામ દ્રષ્ટિથી વિમુખ રહે છે, જે લાૈકિક અને તુચ્છ છે. પરિણામ-દ્રષ્ટિ મૂર્ખોનું ગણિત છે. તે પરિણામને તોળી હાનિ લાભનો હિસાબ કરી, અને અર્થ લાભનું માપ કરે છે, પરન્તુ સત્ય તરફ તેનું કાંઇ પણ ધ્યાન રહેતું નથી.

જેમ વાયુ શુષ્ક પત્ર-પાંદડાંઓને ઉડાડે છે, તેવી રીતે ભય અને લજ્જા સાંસારિક મનુષ્યને અહિંતહિં ઘસડતી ફરે છે.

તેનામાં પોતાનું જ્ઞાન હોતું નથી પરન્તુ બીજાના કહેવા પર તે ભરોંસો કરી વ્યાપાર કરે છે અને સદાય તેનોજ ઉપયોગ કર્યા કરે છે

કે જેનો ખપ વિશેષ હોય છે.

તે પોતાના આધાર પર નહિ પરન્તુ બીજાના આધાર પર સ્થિર રહે છે. પોતાના નિર્દેશને નિમિત્ત કોઇ સિદ્ધાન્ત મુકરર રાખતો નથી પરન્તુ હવાની લહેરની માફક ક્ષણે ક્ષણે બદલ્યાજ કરે છે. ભરતીની સાથે ચડે છે અને ઓટની સાથે ઉતરે છે.

તેનાથી એક ગમાર અસભ્ય મનુષ્ય વિશેષ બુદ્ધિમાન હોય છે. અને એક બાળક પણ તેના તત્વજ્ઞાનની જડને તોડી શકે છે. પ્રવંચનીય મનુષ્ય જે પોતાની બુદ્ધિના નીશામાં ચકચૂર રહે છે, તે કેવળ લોકવ્યવહાર અને લોકાનુરાગનો દાસ છે, પરન્તુ વિશ્વાસ કદિ પણ લોકપ્રિય થવાની પરવા કરતો નથી કે ફેશનમાં કદિ પણ લુબ્ધ બનતો નથી.

વિશ્વાસ દૃઢ અને અજેય છે અને તેનો પાયો અટલ સિદ્ધાન્તો પર છે. અગ્નિ બરફ

તુલ્ય શીતળ થઇ જાય અને સૂર્યનારાયણમાંથી તેજને બદલે અંધકાર નીકળે તોપણ વિશ્વાસના સત્ય જ્ઞાનનો કદિ પણ રંગ બદલાતો નથી તે નથીજ.

. વિશ્વાસનું મૂળ કારણ, સ્વતંત્રતા અને સ્વાવલમ્બન છે. અને સંસારથી પાઠ ભણવો તે કદિ પણ સ્વીકારતો નથી. તે વિવેક બુદ્ધિની સલાહ પર દૃઢતાથી ચાલે છે જે દેવવાણી છે.

ઉન્નતિ

વિશ્વાસ નિરંતર સ્વર્ગની તરફ વધે છે. જે માર્ગથી બીજા ગયા હોય તે માર્ગ તે ત્યજી દે છે અને જ્યાં બીજાઓ તોબા તોબા પોકારતા હોય ત્યાં તે દોડીને જાય છે.

તે સંસારના બન્ધનમાં રહેવાનું ધિક્કારે છે અને તેના "બસ, અહિથી આગળ જતો નહિ" એવા આદેશને તુચ્છ સમજે છે.

ઈશ્વર તેનું લક્ષ છે. અને બંધનના નિયમની આજ્ઞાપાલના કરવી તે કદિપણ સ્વીકારતો નથી.

ઉન્નતિ તેનું જીવન છે અને તેનું રોકાણ તેનું મૃત્યુજ છે. સર્વોત્કૃષ્ટ સદાચાર પણ તેને મન સંતોષજનક નથી પછી ભલે તેમાં સંસાર ભરની ભલાઈ ભરી હોય.

સર્વોચ્ચથી પણ વધારે ઉંચે અને અગાધ તમથી પણ વિશેષ અગાધને તે શોધે છે.

વિલક્ષણતા.

વિશ્વાસની ગતિ વિલક્ષણ છે અને તે પોતાનાજ ઢંગપર ચાલે છે કે જેનો પત્તો લાગવો ઘણોજ કઠિન છે.

તેનો વિસ્તાર કેટલો છે તે ભૂગોળ જાણી શકતી નથી, ગણિત તેની કાળગણના કરી શકતું નથી અને ઇતિહાસ તેના જીવનના ચિતારની ખરેખરી રૂપરેખા દોરી શકતું નથી.

વિશ્વાસમાં એવી શક્તિ કેમ અને શા માટે છે તેની શોધ માટે તત્વજ્ઞાન વૃથા માથું મારે છે—મગજ મારી કરે છે. અને અન્તમાં પત્તો ન લાગવાથી થાકી કંટાળી નિરાશ બની શરમના માર્યાં મ્હોં ઢાંકી દે છે.

ખરેખર સંસારના માટે તેનું કાર્ય અગમ્ય છે અને તેનું જીવન એક મહા ગંભીર રહસ્ય છે. આ માટેજ લોકો તેના ઉપર મૂર્ખાઇ અને ગાંડપણનો દોષારોપણ કરે છે.

વાસ્તવમાં—લોકદૃષ્ટિમાં તેનો આવેશ ઉન્માદ અને તેની બધી ક્રિયાઓ મૂર્ખાઈભરેલી હોય છે.

વિશ્વાસ મૂર્ખ છે કે જે તે મૂર્તિઓની ઠંડી હુહામસ્કરી કરે છે, જેને સંસાર ગૌરવથી પૂજે છે. તે તેને સુવર્ણ અને તૃણ સમાન સમજે છે.

અને વિશ્વાસ ગાંડો એટલા માટે જ કે તે લોક—વ્યવહારના માર્ગોને બાજુ ઉપર મૂકી—

સ્વચ્છ દઈ પરમ ઉત્સાહથી પોતાના વિચિત્ર અભિપ્રાયોને સિદ્ધ કરવા ટંટો ખડો કરે છે.

લોક પ્રથાને તે કાંઈ ન ગણી જેવો પોતાના મનમાં વિચાર આવે છે તે પ્રમાણે બોલે છે અને કામ કરે છે.

તે અપવાદમાં આદર અને અભાવમાં આનંદ માને છે, અને દુઃખદ વિપત્તિના સમયે નૃત્ય કરે છે. જ્યાં બીજા રડે છે, ત્યાં તે હસે છે અને જ્યાં બીજા આનંદ પામે છે ત્યાં તે શોક કરે છે.

પ્રાયઃ લોકમર્યાદાના અતિક્રમણ માટે લોકો તેને હસશેજ, પરન્તુ આ અતિક્રમ યા વિરોધનું એક કેન્દ્ર છે, જે નિશ્ચય સંસારની દૃષ્ટિ અને વિચારથી અલગ છે.

વિશ્વાસ પોતાના લોકમાં સંસારની ગતિ અને ગણનાથી પણ બહુજ ઉંચે સ્થાને રહે છે, અને કેવળ તેનો જ સંબંધ રાખવાવાળા મહા-

આજ તેને જાણે છે. તેઓ તેની સાથે પરોક્ષ લોકમાં રહે છે, ચાહે તે ગમે તે દેશના હોય.

કલેશ

વિશ્વાસની ઉન્નતિનું અનુમાન સંસાર તેનાથી દૂર રહી કરે છે. જેટલો અધિક વિશ્વાસ આગળ વધતો જાય છે તેટલાજ તેના સાથી ઓછા થતા જાય છે, સહાનુભૂતિ કરવાવાળાના મંડળમાં ન્યૂનતા આવે છે અને સંસારની શત્રુતા વધતી જાય છે.

કલેશ અવસ્ય થાય છે, તેનું આરંભમાં સ્વરૂપ નાનું હોય છે પરન્તુ અન્તમાં તે ઘણું જ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે.

સંસારથી ઉંચે આસન જમાવવા માટે વિશ્વાસે તેને આ મૂલ્ય આપવું પડે છે.

કોઈ તેના પર હસે છે, કોઈ તેના પર ખીજવાઇ જાય છે, કોઈ ગાળો ભાંડે છે અને કોઈ તેની નીંદા કરે છે અને અપવાદ મૂકે છે.

સંસાર તેની ઉન્નતિને સહન કરી શકતો નથી. છેવટમાં આ જીવતી જાગતી અગ્નિને કાદવ કીચડ કે મૃત્યુથી બુઝાવી દે છે—લોપ કરે છે.

જ્યારે વિશ્વાસ પોતાનું કાર્યારંભ કરે છે ત્યારે સંસાર તેને હસી કાઢી—ગાંડપણુ કહી પોતાનો દ્વેષ પ્રકટ કરે છે.

જેમ જેમ વિશ્વાસની વૃદ્ધિ થાય છે, તેમ તેમ પાપી સંસારનો ક્રોધ અને ઇર્ષાની દુષ્ટતા તેના પ્રતિ વધતી જાય છે. તે દંભી અને સ્વાર્થી છે એવો દોષ લગાવી તેને મોટો કપટી–પ્રપંચી ઠરાવી દે છે. આટલું છતાં પણ વિશ્વાસ હઠપૂર્વક પોતાના [illegible] ઉમંગથી કામ કર્યાં જ કરે તો સંસારના ન્યાયાલયથી તેને કઠોર દંડની શિક્ષા મળે છે.

તેને સખ્તમાં સખ્ત સજા ફરમાવે છે અને આ ધર્મવીરને સળગતી આગમાં કે

પ્રાણઘાતક શૂળી પર પ્રાણ ત્યાગ કરતો–કીર્તિ લાભ મેળવતો સંસાર જૂએ છે.

જેઓ અન્યાયી સંસારમાં વિશ્વાસ અને સ્વતંત્રતાની છાયા તળે રહેવાનું ઇચ્છે છે તેઓને આ પ્રકારે ઉપહાસ કે તિરસ્કાર, ક્રોધ કે વિરોધ, નીંદા, કે ગાળોનો વરસાદ, દમન કે દુઃખ મારઝુડ અને મૃત્યુ જ પ્રતિફળ મળે છે.

**દેવ બનાવી પૂજવું.**

કેટલાક એવા પણ છે કે જે પોતાના અજ્ઞાન અને ભોળપણમાં જ અને તેના જ કારણે બીજા તરફ દોરાઇ જાય છે.

તેઓ વિશ્વાસી સન્મુખ ઘુંટણે પડી મસ્તક નમાવી તેની પૂજા કરે છે, કારણકે તે તેને સાક્ષાત્ ઇશ્વર જ સમજે છે. તેની મૂર્તિ બનાવી તેમાં સર્વે દૈવી શક્તિઓનું આરોપણ કરી તેને જ ઇશ્વરનો અવતાર માને છે; પરન્તુ

દેવતા માની પૂજા–ભક્તિ કરવી એ દશ્ય તત્વ-દ્રષ્ટિથી એક સરખું છે અને એક પ્રકારની અજ્ઞાનતાને પ્રકટ કરે છે.

શૃંગો પર લટકનાર અને તેને દેવતા માની બનાવી પૂજનાર ને મનુષ્યો કેવળ વિશ્વાસની અપૂર્ણ શક્તિને સમજવામાં પોતાની અયોગ્યતાનો સ્વીકાર કરે છે. એક અભાવ-સૂચક અને બીજો ભાવ-સૂચક પ્રમાણ છે.

એક સંસાર પક્ષમાં વિશ્વાસ સાથે નિંદ કરવાથી તેની અલૌકિકતાનો સ્વીકાર કરે છે અને બીજો તેને ગગન સુધી ચઢાવી સ્વર્ગીય સિદ્ધ કરે છે.

**પુનરૂત્થાન.**

જ્યારે વિશ્વાસ ઠીક જ પાસે રહે ... સંસાર તેને ઓળખી શકતો નથી. દૃષ્ટિ મર્યાદાની સ્પષ્ટતા માટે જ તેને ઉચિત અંતરની આવશ્યકતાની જરૂર છે.

અતઃ એ સત્ય છે કે જે સિદ્ધનું સ્વદેશ-માં અપમાન અને અનાદર થાય છે તેનું જ પરદેશમાં માન સન્માન અને પૂજન અર્ચન થાય છે. જન્મભૂમિમાં લોકો તેનો અંગીકાર કરતા નથી અને બીજી અન્ય જાતિઓ કૃતજ્ઞતાપૂર્વક તેને પોતાનો માને છે. સંસારને પોતાની દૃષ્ટિ—પરિષ્કારના માટે ચશ્માની આવશ્યકતા છે. તે ચશ્મા મૃત્યુથી જ મળી શકે છે. કારણકે મૃત્યુના દ્વારા વિશ્વાસ પોતાના અસલ સ્વરૂપમાં દેખાઇ આવે છે. અને સરલતાપૂર્વક સમજી શકાય છે. દુરાગ્રહ, ઇર્ષા અને અજ્ઞાનના વક્રભાવનું સંશોધન થાય છે.

" માટે જે સિદ્ધ પુરૂષ સંસારના અના... ઉઠાવીને પોતાનો પ્રાણ ત્યાગ કરે છે તે તેના માટે મૃત્યુ પછી કીર્તિનું મન્દિર બાંધવામાં આવે છે. આ પ્રકારે વિશ્વાસનો પ્રકાશ જીવનની અપેક્ષા પુનરૂત્થાનમાં વિશેષ પડે છે.

## પ્રાતર્ભાવના:—

ધર્મશાસ્ત્રોના નિરન્તર સ્વાધ્યાયમ
મારી પ્રવૃત્તિ રહો ! પરમાત્મામાં મા
નિરન્તર અનુશક્તિ રહો. સત્સંગતિમ
પ્રીતિ થાવ. પુણ્યશ્લોક પુરૂષોના શુભ
ગુણ સમુદાય-કીર્તનમાં મારી સદા
તત્પરતા રહો. પર નિન્દાપવાદમાં મા
જીભ મૌન્ય રહે. હું પ્રાણી માત્ર
સાથે, પ્રિય, મિષ્ટ અને હિતકર વચ
ઉચ્ચારૂં, આત્મજ્ઞાનના અનુસન્ધાન
મશગુલ રહું. નિર્વાણ-પદ પ્રાપ્તિ પર્ય
આ શુભ ભાવનાઓમાં મારી સ

સેવા ! પ્રેમ ! શાન્તિ

Printed by Pandit Vadilal Dahyabh
Adarsha Printing Press—Ahmedab